અગમ્ય ઠાઠ કર્મના જે મર્મથી કળાય ના,
વડાની વડાઈ ક્ષણુમાં જડાઈ જાયછે;
કરો જો કોટિ ઉપાય તોય ધાર્યું નહીં થાય,
નિશ્ચે રંકનું નશીબ રંક તો ગણાય છે.

**बारोट**—પ્રધાનજી! આ તો માહારાજના સંગથી નિશાનંદને બદલે વિદ્યાનંદ બની ગયો! જોયા! કેવા કેવા તર્ક ચલાવે છે!

**प्रधान** —એમજ છે. સંગને રંગ ન લાગે તો પારસમણિને પુછે કોણ?

**जालंदर**—(ગોપીચંદની ત્રણ સ્ત્રીઓને) અહો પુત્રીઓ! આનાં કરતાં તમારૂં વધારે પ્રિય શું કરૂં? વળી જે ઈચ્છા હોય તે માગી લ્યો.

### ગીતિ.

**सुलक्ष०** }
**रसिक०** }
**कुमुदा०** }
પુણ્ય થઈ ગુરૂ તમથી, સકળ કલ્પના કલ્પી જે મનમાં;
હવે નથી લવ ઈચ્છા, કલ્પતરૂ સમ પ્રગટ્યા છો જનમાં;
સુખ પામ્યા દુખ વામ્યા, જામ્યા જશ જે વિશ્વ મહીં તમથી;
ગવાય નહીં ગુણુ ગાતાં, દયાસિંધુ એ આપતણા અમથી.

**गोपीचंद**—તથાપિ આમ થાઓ.

### શિખરિણી.

પ્રજા પાળે સ્નેહે, નિત **शम दमादि** નિયમને;
વિસારી **मायाने, प्रभुप्रभु** રટે સૌ નિજ મને.
સરીતા સિંધુમાં, જયમ મળિજવા આતુર બને;
**दया शान्ति भक्ति**, સમ ઝટ પ્રવેશો જન **मने.**



## સર્વેપાત્રો મળી ગાયછે.

છે જન પાલક ટાલક દુ:ખનો—એ રાગ.

જન ભવભય ભંજનનાથ ભજો—એવાર
સંસારવિષે જે સાર છે.—
નિર્ભય થઈ નીતિમાં પ્રીત,
રાખો નિત્યે અરપી ચિત્ત,
મનમાનો રંજનકર વિત્ત;
સદ્‌ગુણનો શણગાર છે—જન.
સુખદાયક જ્ઞાનમણિ મળવા—એવાર
કરો સર્વ સદા સતસંગ.—
મૃગજળસમ સમજી અભિલાષ,
સત્યમાનજો ધર્મ વિલાસ,
કારણકે યમનો શિર ત્રાસ;
અધર્મથી મલનાર છે—જન.
આ નાટક અવલોકી કરજો—એવાર
સૌ સારાસાર વિચાર.—
જળ તજી હંસ કરે પયપાન,
ગુણ ગ્રાહક થઈ એજ સમાન,
નિશ્ચે મેળવજો સદ્‌જ્ઞાન;
જેમાં જયજયકાર છે—જન.

---